# મહારાજાધિરાજ વનરાજ ચાવડાના નાટકનાં ગાયનો.

રચનાર.

એમ. એમ. શેઠ.

છપાવનાર

બુકસેલર. કેશવલાલ જેચંદ

તથા

મોહનલાલ જેચંદ.

અમદાવાદમાં

સલાપોસના દરવાજે 'સરસ્વતી' પ્રીન્ટીંગ પ્રેસ

સંવત ૧૯૫૩. સને ૧૮૯૬.

કિંમત ૨ આના.

# ગુર્જરપતિ મહારાજા વનરાજ ચાવડા
# ના નાટકનાં ગાયનો. ૬૪૮૫

## ઈશ્વર સ્તુતિ.

### રાગ ધનાશ્રી.

સર્વપાત્રો— (વિનતી ધરજ્યો ધ્યાન.) એ રાહ.

સા'ય કરો જગનાથ. અમોને સા'ય કરો જગનાથ. ટેક.
શિશ નમાવી અરજ કરીયે, પાયે પડી જોડી હાથ. અમોને.
કામ આરંભીયે આપ પ્રતાપે, પુર્ણ કરે તે નાથ. અમોને.
દોષ આવે તે નાથનિવારી, ક્ષમા બક્ષો તમ આજ. અમોને.
સેવક હરી આજ વદેછે, સર્વ મળી સંગાથ. અમોને.

---

### સ્થળ—ભુવડની કચેરી કલ્યાણીમાં.

ભુવડ— ગિતિ.

મીર સચીવ તું મારા, કહે મુજને સૌ રાજ વૃતાંત આજ;
સુણવા ઉમંગ રાખું, પ્રજા મમની દીલ ધરી દાજ;

### ઇન્દ્રસભાની ગજલ.

મીર—(નારીના કટાક્ષ પાસે પુરૂષ ગુલામ). એ રાહ.

મહારાજ આપ રાજમાં, નથી કાંઇ ખામી;
પ્રજા સૌ ખુશી થાય; ન્યાય અદલ પામી.

આપ પાળો પ્રજાને, પુત્રની પ્રમાણુ;
સર્વ દેશ કેરા નૃપ, આપ માને આણુ.
પામે શીશુ શાળા માંહી, કેળવણી પ્રકાશ;
ખુબ હુન્નરશાળા માંહી, હુનરનો આભાસ.
ચોર, ખુની ધ્યુતિઓ, નહિં આપ રાજમાં;
મોજ મજા માણે સૌ, સૌના કાજમાં.
જરા ફીકર કરશો નહીં આપ રાજની;
સર્વ બંદોબસ્ત રાખું, સહુ સમાજની.

શંકર કવિ— કવિત.

સિંહાસન જબ ચડે, જ્યું સુર વૈમાન ચડે;
દેવનકી કૃપા બડે, ઐસે ભૂવડ ભુપાલ હે.
ગઉ બ્રાહ્મણ પ્રતિપાળ, દીન દુઃખભંજન દયાલ,
દુષ્ટકું કરત બેહાલ, ઐસો સોલંકી મહીપાલ હે,
બિબેક મે બડો ચતુર, રણમે નહિ ગુમાયો નુર;
પ્રજા સુખમે હુઓ પુર, રામરાજ કહાયો હે.
રૂપ રંગ કામ જેસો, ન્યાયમો રામ જૈસો;
સુખનમે ઇંદ્ર જૈસો, તુજ માતને જાયો હે.

કવિત.

ચાવડાકે વંશમે, જયશીખરી પ્રગટ ભયો;
સીંહકી મીલાશે વો, જંગલમે જનાયો હે.
પ્રજા સબ ધ ત પ્રિત, જાનત સબ રાજરીત;
વેરીઓકે વૃદ બિચ, મેઘ રૂપ, મનાયો હે.
રૂપમે હે ઇંદ્ર જેસો સુરમે હે અરજુન જૈસો;
ભિખામે ગઉતમ જૈસો, ઐસો ક્ષત્રી વીર હે

તે બડો ચતુર શાણો, ન્યાયમેં નિપુણ જાણો;
ગુર્જર કે રાજ માનો વૈરમેં વો કીર હે.
ગુજરાતકી ભુંમી રસાલ, ગરીબોકું કીયા નાલ;
દીન દુઃખભંજન દયાલ, કરને વાલો ભયો હે.
કહત કવિ શંકર દાસ, દુષ્ટોકો હુવો નાશ;
સુખ હે ઉનકી પાસ, દુઃખ સબ ગયો હે.

ઝુલણ—[સુણો દીલ્હી સખત ધરનાર] એ રાહ.

શું બેશી રહ્યા સાંભળી ઘણું, સરદારો શુર કયાં ગુમાવ્યુરે ટેક.
ઝટ કરો તેને આપણે સર્ણ. સ૦

૧ ૨ ૩ ૪
સુણો ચંદ્ર, દૂંદ, ભટ, વીર. સ૦

૫ ૬ ૭ ૮
વેદ, મારથી સીંહ ને, ધીર. સ૦

૯ ૧૦ ૧૧ ૧૨
સીંધુ, ધનવિ, પટુ, ભીમ, સ૦

૧૩ ૧૪ ૧૫ ૧૬
મીર, ગીરી, સામંતને ધીમા સ૦

તમ છતે હજુ કેમ સ્વતંત્ર, સ૦
કરો ઝટ જઇ તેને પરતંત્ર, સ૦
બનો શુરવીર બાંધી હથિઆર, સ૦
જાઓ જીતવા કરો નહીં વાર, સ૦
આજ સુધી મુને હતી નહીં જાણ, સ૦
હવે નિશ્ચે લેવો મારે એનો પ્રાણ. સ૦
ઝટ કરવું ગુર્જર જઇ હાથ. સ૦

જયશીખરને કરૂ ભુમી સાથ. સ૦

**સર્વ સરદારો**—(અરે લાલદેવ ઇસ તરફ જલ્દ આ) એ રાહ.

મહારાજ મુખથી, શું બોલો વચન;
નહીં ચિંતા રાખો, કાંઇ તમે મન.
હજુ અંગમાં છે, અમારારે પ્રાણ;
કદી ખોઇશું નહીં, અમારૂં રે માન.
નહી કરીએ આપનું, હરામ અન્ન;
લડીશું જુદાં થતાં, જીવ અને તન.
શું વિશાત જયશીખરીની, મહારાજ,
જઇ ઝટ કરીએ, કબજ ગુજરાત.
ઘડી એકની અમને, લાગે ન વાર;
રજા લઇ જઇએ, આપની નામદાર;

**સ્થળ—પંચાસરમાં જયશિખરની રાજયસભા.**

**કચની**—(દરશન બિન અખિઆં તરસ રહી.) એ રાહ.

અપને દરસનસેં સુખ ભયા:
સુખ ભયા, સબ દુઃખ ગયા અપને૦
છત્રપતિ આપ હો શિરતાજ;
સબ રૈયત પ્રજાપાલ ભયા, અપને૦
ન્યાયવંત નેકી દુઃખ ભંજન;
પ્રજા હીત સબ કામ કીયા. અપને૦
ઐસા દયાવંત, જયશિખર રાજ;
સબ દુર્જનકા નાશ ભયા. અપને૦
બોત હે સુખ. રતી નહીં હે દુઃખ;
લીકુકુ દીલ સબ શાંત કીયા. અપને૦

**સર્વ પ્રજા—** **ભુપ કલ્યાણ.**

ફરિયાદ ફરિયાદ ફરિયાદ, સુણો મા'રાજા ફરિયાદ;
આવ્યા આપ પાસે અમે, ખરી લેવા દાદ. એ ટેક.
લસ્કર મોટું આવી અમને, નડે મા'રાજા બહુ,
ઘર બાળી ધન કાઢે સહુનાં.

**મકનજી—**.....................શું હું મુખે કહું. ફરિયાદ.
**ધીરા પટેલ**—મુજ પુત્રને પકડી જઇને, કીધોછે ગુલામ;
**દયારામ શેઠ**-લુટી લીધા દમડા તેથી, નાહી રહી દીલ હામ. ફરિયાદ.
**પ્રીતમલાલ**—પ્યારી મારી ગુલાબ જેવી, પુરણીમાનો ચંદ્ર,
તેને પકડી કબજે કીધી, બનાવી મુજને અંધ. ફરિયાદ.
**નાથલો**—છેતર મારૂં બાળી મુચ્યું, ઘર ઝુંપડી તે સાથ,
હાય હવે હું કરવું મારે, હેઠળ પડ્યા મુજ હાથ. ફરીયાદ.
**સૌ પ્રજા**—મીર નામનો કોઇ સોલંકી, આવ્યો લસ્કર લઇ;
દક્ષિણમાંથી આવ્યો એવું, ભાસેછે એમ સહી. ફરિયાદ.
અનેક તરેહેનાં કષ્ટો દેતો, આવે છે આ તર્ફ;
માર મારી પઇસા ધન લુટી, બતાવેછે નીજ ગર્વ. ફરિયાદ.
આપ રાજ્ય નીચે રહી સ્વામી, પામીયે આવાં દુઃખ;
કોણ હમારાં કષ્ટો કાઢી, પમાડશે અમ સુખ. ફરિયાદ.

**જયશિખર—** **બેત.**

અરે એ દુષ્ટ કેમ, કરેછે આવું કામ;
પ્રજા પીડેથી શું? પહોચશે એની હામ.
હોય શુરવીર તો, આવે મુજ સામો.
આમ તેમ બાઝીને, તે નડેછે નકામો.
ઉઠો ઉઠો સુરપાળ હવે, થાઓ તમે તઇયાર;

શત્રુને સંહારી, કરો વિજયનો પોકાર.

## બિહાગની લાવણી.

સુરપાળ—[મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી.] એ રાહ.

મહારાજ આજ આપ, આમ વદો શે વાણી;
એ મીરના શા છે ભાર. કરૂં કેદ આણી.
સિંહ છોડી શિયાળવું, કેટલે દુર જવાનું;
સોલંકી રીટી ગુરજર રાજ થવાનું.
એ નથી માણુસ પણ શ્વાન રીત મેં જાણી;
કરડે મારેલા પાણુ, એજ એંધાણી.
ઝટ જઇ કરૂં એને કબ્જ, ઘસડી આંહી લાવું;
જેમ શિયાળ ખેંચે શ્વાન, એમ લઈ આવું.
જઇ કરૂં સૈન્ય તઇયાર, લડવા જાઊં;
રાખી બેસો આંહી હામ પાછો ઝટ આવું.

## સ્થળ—કલ્યાણીમાં ભુવડની કચેરી.

## ઝીંઝોટી દાદરો.

હારેલું સૈન—[નાગનકે બચે નાગ ઉસે પ્યારન કરના] એ રાહ.

મા'રાજા આજ સાંભળો, દિલગીરી વાતરે;
સૈન્ય આપણુ હારયું, દિલગીરી વાતરે.
મીર તણી ઘાત થઈ, દીલગીરી વાતરે.
કરવો શો ઉપાય હવે, દીલગીરી વાતરે.
સર્વ સૈન્ય ખુટી ગયુ., દીલગીરી વાતરે;
બચ્યા તેથી આવ્યા કેવા, દીલગીરી વાતરે.
સુરપાળ શુરો બહુ, દીલગીરી વાતરે.
હારે એવો નથી કદિ, દીલગીરી વાતરે.

## સ્થળ—સુરપાળનું ખાનગી ઘર.

**સુરપાળ— ગુરૂગોવિંદના મહિનાનો રાગ.**

'સ્વસ્તશ્રી પંચાસર ગામ, દીપે અતિ સારૂંરે;
સુરપાળ તમોને પ્રણામ, મળવા મન ધારૂંરે.
કલ્યાણીથી લખીતંગ, ભુવડ મહારાયરે;
લખવાનું કારણ એહ, મદદનું થાયરે.
છો અતિ શુરવીર સરદાર, ચતુર બહુ શાણારે;
આવો અમ મદદે આજ, પામો બહુ નાણારે,
વળી આપું હું અડધું રાજ, જીતેથી ભાઇરે;
નહીં કરશો વિચાર દીલ માંહી, આવો ઝટ આંહીરે.
સંવત ઓગણી છેતાળીસ, અસાડ અંધારીરે;
અષ્ટમી તિથી બુધવાર, અતિ મનોહારીરે.

## સ્થળ સુરપાળનું સયનગ્રહ.

**સુરપાળ— સોયણી ગજલ.**

સુણ પ્યારી, આજ મારી, વાત જે કહુ તુને;
સોલંકી ભુવડે શણે, બોલાવ્યો પ્રીતે મુને. સુણ૦
વળી કાવ્યું એટલું માગ્યું, આપવા ઇંતેજાર છું.
કહે શી મરજી છે તારી? કરવા તે હું તૈયાર છું. સુણ૦
કે' શું કરવું મારે, મદદ કોની મારે જઉં;
સત્વર બોલી દે જેથી હું, જવાને તૈયાર થઉં. સુણ૦

**કુસુમમતી**—(કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે.) એ રાહ.

પ્રીતમ આમ વદોછો શાને કારણેરે,
શાને કારણેરે, શી ધારણેરે. પ્રિતમ૦

ઘણા દીન આપે લુણ ખાધું, કેમ ભુલીએ તે હમે બાધું.
રાખ્યા બાળક સમ જાણીને, બારણેરે. પ્રિતમ૰
આવો અવસર જ્યારે આવે, શત્રુની કુમકે જાવે;
એ અઘટિત કહેવારે, દુનિઆદારનેરે. પ્રિતમ૰
ક્ષત્રી રીતી કેમ વિસારો, મનુષ્ય ધર્મ કેમ ચિત ન ધારો;
માટે જવું, શત્રુ જીતવા કારણેરે. પ્રિતમ૰
રણમાં ઝુંઝવો શિશ તમારા, કિર્તી થંભ રોપાવો સારા;
ભગનીની કુમકે ધાઓ, આ વારનેરે. પ્રિતમ૰
કદી મળે પૃથ્વીનું રાજ, તે છંડો મારા શીરતાજ;
લુણ હરામન કરવું, ધનની ધારણેરે. પ્રિતમ૰

## સ્થળ ભુવડની કચેરી.

ભુવડ— (વારાંગના વીચારી વદોરે) એ રાહ.

થઇ ગર્વીષ્ટ દેખાડે તે જોર, અજાશું શાર્દુલ શુર બતાવેરે;
ખુબ ચડયો છે એ દુષ્ટને તોર; અજા૰
કદી સુજનને હજાર દે ગાળ. અજા૰
પણ લાગે નહીં તેને મન ઝાળ, અજા૰
હજુ જોયા નથી તેને મુજ હાથ; અજા૰
એક પળમાં દાબુ ભુમી સાથ; અજા૰
શું જાણતો હશે તે મન, અજા૰
હણું આજ હું તેનું તન; અજા૰
સહુ સરદારો થાઓ તૈયાર, દુશ્મન દલ હણવા જાવુંરે.
કરો કાંઇ ન આંહી તમે વાદ, દુશ્મન૰
એક ઘડી આંહી રે'વું હરામ; દુશ્મન૰

કેદ પહોંચાડું હું એની હામ દુસ્મન.

---

## સ્થળ—જયશીખરીનુ શયનગ્રહ.

**જયશિખર—** **બનજારા.**

મુને રજા દીયો પ્યારી મારી, કરૂં રણમાં જવા તૈયારી ટેક.
આવ્યો સોલંકી લડવા કાજે, હામ ધરીને મનમાં આજે.
જાવું ઉતારવા મદ પ્યારી. મુને.
કરી પ્રજા બહુ હેરાન, કીધાં ગામ બાળીને વેરાન;
તેથી કરવી સજા તેને ભારી. મુને.
આવ્યો સીંહની સામો શિયાળ, કેમ નહિ આવે તેનો કાળ;
શુ આવ્યો આંહી વિચારી. મુને.
માટે જરૂર જવું જોઇએ મારે, શત્રુને હણવા આ વારે;
તારે રહેવું આંહી ધીર ધારી. મુને.

**રૂપસુંદરી—**(રાજાએ પ્રજાને પુત્ર ગણીને પાળવી) એ રાહ.

**ઝીંઝોટી દાદરો.**

આ શું વદો છો પ્રીતમ, મુખથી તમે;
આપ વિના અત્રે મુને, કેમરે ગમે. આશું૦
લડુ શત્રુ સામી આજ, સંગે રહી મા'રાજ;
આવવાને હોંશ ધરૂં, પ્રીતમ મારા આજ. આશું૦
ઘડીએક વિયોગ મુને વર્ષના સમાન;
પ્રેમ આપનો પ્રિતમ, જળ મીન પ્રમાણ. આશું૦

**જયશીખર—** **સીંહાનો કનરો.**

આમ નહી વદવું યોગ્ય પ્યારી; સંગે આવવા શું હીંમત ધારી. આ.

નથી રણમાં કાંઇ રમવાની રમત, ગમત નથી કાંઇ નાટકની પ્યારી.
પડશે ઝટોઝટ શિશ ભુમીપર, લોહીની સરીતા વ'શે ત્યાં નારી. આ૦
ખડખડાટ તરવારો ખખડશે, ભડડ ગોળી બંદુકની ભારી. આ૦
નથી કાયરનું કામ ત્યાં કાંઇ, જોઇએ હામ અતી લડવાની. આ૦
માટે રહો ધીર ધારી અહીંઆં, આવવા વિચાર કરો ન પ્યારી. આ૦

**રૂપસુંદરી વીજોગી બાર માસીનો રાગ.**

હામ હરવો નહીં તમે પ્યારા, ન્યારા કરૂ નહીં તમનેરે;
સંગે લઇ જવા કૃપા કરો પીયુ, નહીં તરછોડો આજ મનેરે હા૦
હું પૂત્રી ક્ષત્રીની હું સ્વામી, નહીં ડગવાની રણમાં જરીરે;
બતાવું રણમાં હાથ હું સારો, ધારો દય દીલે આજે ખરીરે. હા૦

**જયશીખર— જોપલી રાહ.**

એતો ક્ષત્રીથી ઉલટું કહેવાયે, નહીં યોગ્ય આવવું મુજ સંગેરે;
આવીશ જીતી ઝટ તુજ પાસે, ચિંતા તજો પ્યારી આપ અંગેરે;
હવે જાઉશું હું અહીઆંથી, વાર થઇ મુને બહુ આંહીરે;
સહુ સૈન્ય રાહ જોતું હશે મારી, લડવા જવાને આજ ત્યાંહીરે;

---

**સ્થળ—રણસંગ્રામ.**

**જયશીખર— દયાળુ દેવ એ રાહ.**

સુણો સુરપાળ, તમે મારી વાત, કહું શું હવે. થયો સંતાપ. સુ.

**શુરપાળ—**

શું છે એવી વાત, કરો જે ફીકર, ધરો નહીં સોચ, અહો દીલબર સુ.
મારા છતાં શું છે દુ:ખ, ઉદાશ કેમ થાઓ પામી અસુખ. સુ.
કહો મહારાજ કરવા તૈયાર, હુકમ થાતાં લગાડુ ન વાર. સુ.
**જયશીખર**—ગરભવંતી છે તુમ ભગની, ફીકર મૂને છે બહુ એની. સુ.

શુંરે થાશે, તેના કેવા હાલ; તેની આ સમે, કો' લેશે સંભાળ. સુ.
માટે હું કહું, દીલ દુઃખી થઇ; મુકીને આવો,
નિર્ભયસ્થાનં જઇ. સુ.
તમ પ્રિયાને સાથે લેજો; તેની સેવા લેવા કેજો. સુ.
મુકો એવે ઠામ, નહીં શત્રૂ નામ; કરો એક કામ, સુ.
રાખી દીલ હામ. સુ.

**જયશીખર— આશાગોડી.**

આશ નથી જીતવાની, હવે મુને આશ નથી જીતવાની. ટેક.
લશ્કર આપણું નાશ બહુ થયુંછે, હામ ન રહે મમજાની હવે.
કરો સુરપાળ તમે એક કામ; મુકી આવો વન રૂપરાણી. હવે.
છે ગર્ભવંતી બેની તુમારી, પ્રસવે પુત્ર જો કાદાપી. હવે.
પુત્ર હોયે તો લે વેર આપનું, મેળવે કીર્તી સદાની. હવે.

**સુરપાળ— રાગ સદર.**

હામ નહીં આમ હારો, ક્ષત્રી થઇ હામ નહીં હારો. ટેક.
બનવાનુ બનશે કર્મે લખ્યું તે, શોક નહીં દીલ ધારો ક્ષત્રી૦
મુજ બેનીને મુકી આવું વન, નિર્ભય સ્થાન જોઇ સારો. ક્ષત્રી૦
લડો ત્યાં સુધી શૂર દીલ રાખી, શત્રુની ફોજ હઠાડો. ક્ષત્રી૦
આવ્યો હું વેગે મુકીને ઝટ, ચિંતા ચિતેથી વિદારો. ક્ષત્રી૦

---

**સ્થળ—રૂપસુંદરીનું ભુવન.**

**રૂપસુંદરી— ઢીંડી.**

ભોળા શંભુ એક આશરો તમારો.

પ્રાણપતિ કેરા સંકટો સંહારો;
રણમાં જીત આપીને, વિજય કરો અમારો. ભોળા૦

આવ્યો સોલંકી અમ રાજ લેવા કાજે,
કેમ નહીં પોતે મનમાં કાંઈ લાજે;
સિંહ સામુ શું શિઆળવું બિરાજે, આવ્યો૦

કરજોડી શિવ આપ પાસે માગુ,
શિશ નમાવીને આપ ચરણ લાગુ;
કરો સાં'ય પ્રભુ શુ મુખેથી ભાખુ. કર૦

શત્રુને સંહારી વિજય અમને આપો,
દુઃખ દાવાનળ આ વિપુના અમ કાપો;
પતિને સાં'ય કરી શત્રુને સંતાપો. શત્રુ૦

રૂપસુંદરી— રાગ ગોપીચંદનો.

સુરપાળ વિરાજી, આમ વદોછો તમે શું અહીં. ટેક.

**સુરપાળ**—ઝટ કરો તૈયારી, મુકી આવું હું આજે વનમાંહી ટેક.

**રૂપસુંદરી**—શું સુજયું સ્વામીને મારા કરવા આવું કામ;
કેમ રખડતાં કરવાં ચાહે, છંડાવી પ્રીત ધામરે. સુ.

**સુરપાળ**—નહી દોષ દો તમ પ્રીતમને, દોષ કરમનો હોય;
અંતે વેઠે તે છુટકો છે, મથે મિટાવા કોયરે. ઝટ.

સ્વામીને તરછોડી બધું, જાવુ નહી હું કાંઇ;
રહી અહઃનિશ પ્રિતમ સંગે, કરીશ ભકિત હું આંઇરે,

**સુરપાળ**—નહી કરો બેની કાંઇ મારી, આમ વીચાર દીલ માંહી;
ખોટી થાઊં હું અહીંઆં બહુ, પાછુ આવવું અહીંરે.

**રૂપસુંદરી**—આવા વખતે કેમ તજુ હું, મુજ સ્વામીને ભાઇ;
નથી યોગ્ય કરવું એ મારે, તજી જવું નહીં કાંઇરે. સુ.
**સુરપાળ**—અવસર નથી આ હઠ કરવાનો, ઝટ તઇઆર થઇ જાવ.
તુજ ભાભીને લેઇને સંગે, ગુપ્તપણે સીધાવરે. ઝ૦
થાશે પુત્રજો તુજને મેની લે કો સમયે વેર;
શત્રુને નસાડી કાઢી, વશ કરશે આ શહેરરે. ઝ૦
**રૂપસુંદરી**—સઘળી વાત સાચી છે તારી, પણ સ્ત્રી નહી ધર્મ;
પતિવ્રતમાં ખામી પડે મૂજ, તજવા પીયુ એ અધર્મરે. સુ.
**સુરપાળ**—પતિ આજ્ઞાથી સીધાવું તેમાં, કોણ અઘટીત કે'નાર;
હવે કરો વીચાર નહીં કાંઇ, ઝટ મુકી આવું આવારરે. ઝ.
**રૂપસુંદરી**— **રાગ સીતાજીના મહીનાનો**

ઇશ કીધુ તમે કેમ આમ શાને શતરૂ મુજ થઇ;
કેમ ગર્ભ દીધો આ વખ્ત જઉં પીઉ પરહરી.
થાસે વનમાં શા મારા હાલ પીયુ નું શું થશે ?
કોણ લેશે મારી સંભાળ વતાંત પીઉ કોણ કે'શે ?
સ્વામી સંગ છોડાવી કેમ, ખુશી મન તુ થાએ;
જાતાં ઇશ કંપે મુજ અંગ, દૂઃખ થાય બહુ કાયે;
**સુરપાળ**—મેની લગાડો નહી કાંઇ વાર, જાવું ગુપ્ત આપણે;
જાણે શતરૂ તો કરે હેરાન, વળી સુખ તે હણે.

---

**સ્થળ—વનાશ્રમ.**

**રૂપસુંદરી**— **રાગ ઓખાહરણ.**
ક્યાં ગુમ થઇ ભોજાઇ, કેમ વીસારી બાઇ;

તું કઇ વખતની ગઇ, અરે કયાં જઇને તું રહી.
શું દુષ્ટ કાળે પૂરી કીધી, કે શતરૂએ હરી લીધી,
ફાડી ખાધી શું જંગલી પ્રાણીએ, થઇ દશા શી તારી જાણીયે.
તુજ વીના હું બહુ મુઝાઉ, નહી ગમે કાંઇ મુને ખાઉં;
હાય હાય આ કોપ શો દીનપર; શું ધાર્યું હાયે તેં ઇશ્વર.

---

## સ્થળ—કરણનું ભુવન.

## રાગ બિલાવળ.

કુસુમમતિ–( સહીયર શું દુઃખ દાખવું. ) એ રાહ.

કરવું હવે શું માહરે નથી સુઝતું કાંઇ;
પતિ વિન થવું કેમ, હું પરવાશમાં આંઇ. કરવું૦
શું રે દશા તેમની હશે, થયું હશે ત્યાં કેમ,
જીત્યા હસે કે હારયા હશે, હાય જાણું હું કેમ; કરવું૦
નણુદી જોતાં વાટ માહારી, બેઠા હશે ત્યાંય,
હમણા હમણારે આવશે, આવું શી રીતે ત્યાંય કરવું૦
નહી ખબર હશે તેમને, પડી દુઃખમાં ભોજાઇ,
મુજ વિના મુઝાતાં હશે, નહીં બેલી ત્યાં કોઇ. કરવું૦
પડી હું દુષ્ટ પંજા મહી, આવું કેમ કરી,
નથી ગમ પડતી મુજને, નથી બેસતી ઠરી. કરવું૦
ઘડી ઘડી આપ સંભારીને, રોઉ વા'લા હું બેન,
આપ વિયોગ સાલે બહું, કાંઇ પડે ન ચેન કરવું૦
અરે પ્રીતમ આવો અહીં તમે, મુજ વારેરે ધાઓ,
ખબર લીયો તુમ પ્રિયાની, દુઃખ દુર હઠાઓ, કરવું૦

મેહેર કરો હવે ઇશ્વરા, દીન દાશી ઉપર;
છોડાવો બંધનથી મુને, આશ્રય તમ હર હર. ફરશું૦

કરણ—બાઇઆ ન પકડ મુજ ચોલી મસકાઈ રે. એરાહ.

દિસે આ પ્યારી મારી, મન હરનારે;
ચંદ્ર સમ મુખ દેખી, જાઉં વારી વારીરે. દિસે૦
ચાલ એની હંસ સમ, કદળી જંઘા ભારીરે;
કટી કેસરી લજ્જિત, રતનો ખૂબી દારીરે. દિસે૦
રકત વર્ણ ઓષ્ટ જેના, સુક નાક અણીઆળુંરે;
ગાલછે ગુલાબી લાલ, છુંદણું ત્યાં સારૂંરે. દિસે૦
મૃગ ચક્ષુ અણીદાર, લલાટ તેજ દારીરે;
શેષ ફણ શિશપર, શેંથી વેણ શારીરે. દિસે૦
બાહુ ગજશુંઢ સમ, કોકિલ કંઠ વારીરે;
દેખી તન તલસે મારૂં, મનોહર પ્યારીરે. દિસે૦
આંખ પલકાર જાણે, વિજળી ઝબકુરે.
ભ્રમર ધનુત્ર પેઠે, ચક્ષુપર ઝુકેરે, દિસે૦
ટીલડી લલાટ કંઠે, મુકતાફળ હારરે,
કર સારી ચુડી શોભે અંગુળી શિંગાકારરે. દિસે૦

કુસુમાંતે— બેત.

અરે દુષ્ટ તું આમ બોલી ત્રાસે છે શું મુજને;
એક પળમાં જમીન સાથે, કરીશ હું તુજને.
પ્રજાપાળ થઇ કરે, શું તું આમ.
બચવાની આશ હોય તો, તજીદે આ ધામ.

**સ્થળ--વનાશ્રમ.**

**રૂપસુંદરી--(ગઇ માતુમાહરી જવું તેની પાસે) એ રાહ.**

દિસે ઉદાશ થયા બંધુ મારા વહે ચક્ષુ નીર ધોધારાં.
શું ત્યાં વિપરીત કાર્ય બન્યું છે, કે શું શતૃએ સેન્ય હણ્યુ છે. દિ.
આવી પડી શું બનેવી ભુજપર; કહે મુને જેહ હોય તે સત્વર. દિ.

**સુરપાળ.— દુહો અથવા સોરઠાના રાગ.**

બેની મારી શું કહું, બેની છે વીપરીત;
શતૃ સૈન્ય જીતી ગયું, થઇ બનેવી ઘાત.

**રૂપસુંદરી—પિયુને તજાવનાર વેરી અલંકાર. એ રાહ.**

અરર કોપ શું ઇશ, કીધો દીનપર;
દુઃખ દાવાનળ કેમ, કીધો હરહર.
અરર દશા શી મારી, થશે હવે પ્રાણ;
પતિ કેમ તજી ગયા મુકી મુને રાન.
હવે હું કોના આધારે, જીવીશ પ્રભુ.
પુત્રની લેનાર સાર, કો નથી વિભૂ.
બાળે પેલે ભવ કેવાં, કીધાં હશે પાપ;
જન્મતાં વાર તુંતો થયોરે નબાપ.
પુરવ ભવે શાં પાપ, મેં કીધાં હશે;
હાય હાય દીન કેમ, દુઃખમાં જશે.

**લલિત છંદ.**

અરર નાથજી, કેમ પરહરી. મુકીને તમે કેમ ગયા મરી;
પુત્ર મુખતો, ન જોયુ તમે; મન મુઝાય છે, આ સમે.
કહી બાપા કોને તે બોલાવશે; લાડ લઇ ખોળે, કો' લડાવશે.

કેમ કરૂં ક્યાં જઇ રહુ, દુઃખ આ માહરૂ, ક્યાં જઇ કહું.
દુરદશા થઇ, મારીરે હવે, અરર પિયુ, તુજને જવે.
દુઃખ આ દોહલુ, કેમ ખમાયરે, અરર શું થશે, હાય હાયરે.

---

**સ્થળ—કરણીશ્રમ.**

દુષ્ટમતિ— **દીંડી.**

ભલી બાઇ જરા માનને કહ્યું મારૂં,
જેથી થશે એની તારૂં સર્વ સારૂં;
તુજ દુઃખ દેખી હૃદય બળે મારૂં. ભલી૦
પવન આવે એવી પીઠ દેવી વા'લી,
મત કરવો નહીં તારે એની ખાલી;
દુઃખ દુર કરી સુખ લે તું સારૂં. ભલી૦
નથી કોઇ વાતનીજ ખોટ આંહી,
શાને દીલગીરી તું ધરે મનમાંહી,
ભોગવ ભોગવિલાસ દુખ કરી ન્યારૂં ભલી૦
નથી તને બીજી સુખ આશા કાંઇ,
સુખ સંપતિનો ભોગ લે તું આંહી;
નહીં ખાર એની દીલ વિશે ધારૂ. ભલી૦

**બિહાગની લાવણી.**

**કુસુમમતિ**–(સુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી) રાહ
શું કરે કમજાત બકવાદ, વીચાર કાંઇ દીલ કર;
અરે દુષ્ટ જરા તું રાખ, શિર ઇશ્વર ડર.
ક્ષત્રાણી થઇને, કુલટાપણુ શું કરે;

धीःक धीःक छे तुज अवतार, जीवे शुं अरे.
शी जात अने मात तात, कोणु छे तारां;
केम करवा शीखी काम, आवां हत्यारां.

---

## स्थळ—वनस्थान.

**रूपसुंदरी—** राग ओधवजीनो.

केम रुदन करी बाळ तुं दुःख शाने करे,
तुज रुदन जोइ, कंपे मारी कायजो;
दीलासो देनारो नथी कोई आ समे,
छानो रेने पुत्र रोये शुं थायजो. केम०
बापु मारा रोये दुःख दीलमां थशे,
जशे नहीं कांइ तारा मननो संतापजो;
दीधा इशे दुःखना दाडा आ समे,
वेठवा पुर्णु ते भमीने परिताप जो. केम०

**सीलगुणसुरि—** राग मारु गोडी.

कोणु, बाइ रुओ केम अहियां, केम दुभावो आरे कनैया;
देखु उत्तम कुळनी तमने, जे दुःख होये कहो अमने.
कोणु लाव्युं कहो केम आंही, नही फीकर मन मन कांइ;

**रूपसुंदरी-(अरे साधु जन, आव्यो तुम पास) ए राह.**

सुणो साधु, तमे मारी वात, अमे दुखी, छइए पुत्र मात.
नथी के'वा, चा'तुं मुज मन, के'वां मारुं, धुजे सहु तन,
आव्यो भुवड, पीयुनी साम, तेमांथी बन्युं आ वीपरीत काम,
हती गरभवंती, हुं नार; तेथी काढी, छानी पुर बा'र.

સાથે મુજ, બાત બોજાઇ; એને મૂકી' ગયો ભાઇ.
ગયો તે કયાંઇ, શું થયું ત્યાંઇ, ગઇ બોજાઇ, દુઃખી કરી અહીં
હરી શતરૂ ગયો હશે લઇ, તેથી આંહી દુઃખી બહુ થઇ.
અરે હાય શો, કરવો ઉપાય, નથી સુજતું મુને હવે કાંઇ.
જોઇ પુત્રને, રહું હુ આંહી, ખબર લેનાર, ગયા તમે કાંઇ.

**શીલગણ—**

**(અધાબચ મહોબત તોડી બે દરદી દીવાના.) એ રાહ.**

નહીં શોચ કરે, [ ૨ ] બેની મનમાંહી લગાર;
સા'ય વિભુજી કરશે તમોને, દયા આણી આવાર.
ચાલે મુજ સંગે, [ ૨ ] દીલથી ડર દુર કરીને;
પોષણ સુખેથી થશે તમારૂ, બેસશો ત્યાંહી ઠરીને.
વિનય પુર્વક, [ ૨ ] વૈયાવચ્ચ ત્યાંય તમારી;
દુઃખ કાંઇ નવ દેખશો, બેની ચાલો સંગે અમારી.
આપુ શુભ ઠામ, [ ૨ ] રેવાને તમને બાઇ;
હરકત નહીં કોઇ વાતની, સુખ પામશો આવે ત્યાંહી.
આ ભયે ઠામે, [ ૨ ] નહીં રેવું તમને યોગ્ય;
કરો ન વાર લગાર બેની, સંગે આવવું જોગ્ય.
સાચવશો શીલ, [ ૨ ] નહીં ભય પામો કોઇ વાતે:
પુલ પણ જાળવસો સારો બેસીને નિરાંતે.

---

**સ્થળ—કરણ સ્થાન.**

**સોરઠ ગજલ.**

**રણ—**

કેમ પ્રિયે હવે શું તું કહેછે, વખત વીતી જાય છે' ટેક.
વાયદો પુરો થયો, હવે જાણીશ નહીં પાછો ગયો.

માટે વિચાર તું મન કરી, જવાબ દે પ્રિયા હવે. કેમ૦
તુજ કારણ સંકટ સહ્યું, તુંને દેખી દુઃખ મુજ દુર થયું;
હાશ હાશરે નિરાશ ના તું, થા પ્રિયા મારી હવે. કેમ૦
ઉમંગથી બોલ સંગ મુજ, કરૂં બધું કારણ તુજ;
આવ બેશ મુજ ઉછરંગમાં, નહીં પામે દુઃખ જરી અહીં કેમ૦
નહીં જાણતી હવે મળશે કંથ એતો પરીવરીયો સ્વર્ગ પંથ;
રોશ દીલથી દૂર કરીને સુખી રહે હમેશ આંહી. કેમ૦

**કુસુમતિ—ક્ષત્રી કલંક કેમ લેશોરે. એ રાહ.**

શું મુખથી આ બોલે વચન દૂષ્ટ તું પાપી આજ આંહીરે;
તુજ શબ્દ સાંભળી ધ્રુજે તન, દૂષ્ટ તું પાપી આ શું વદેરે. ટેક.
કેમ કામમાં બની અંધ આજ, દૂષ્ટ તું પાપી આ શું વદેરે.
કેમ વિસારી તે કુળની લાજ. દુષ્ટ૦
તારી જીભ કેમ તુટી નવ જાય, દૂષ્ટ૦
આવું વદતાં હેરાન થશે કાય, દુષ્ટ૦
હુ શુરીક્ષત્રાણી શુરવીર. દુષ્ટ૦
તુને દેખી નહીં હારૂ દીલ ધીર. દુષ્ટ૦
સત કટકા શરીરના થાય, તો સતીત્વ નહી તજુરે. ટેક-
કદી રૂવે રૂવે કીડા પડે કાય, તોય૦
આથી પડે મુને અદકાં દૂઃખ' તોય૦
નથી જોઇતું પાપી તારૂં સુખ દૂષ્ટ પાપી તું આ શું વદેરે
તારા મહેલ, બગીચા, બળી જાઓ. દુષ્ટ૦
તારી ભવિષ્ય બળી રાખ થાઓ. દુષ્ટ૦
લે આવ તને ચખાડુ સવાદ. દુષ્ટ૦

ક્ષત્રાણી સામે શું કરે બકવાદ. દૃષ્ટ૦

---

સ્થળ—જંગલ.

રાગ પરજ.

કુસુ૦—કહું શું દુઃખની કાણીરે, કે'તાં આવે આંખે પાણીરે, ટેક
અતિ વિપતિ સેતાં કરતી, આપ બેનીની સેવા;
એક દિવસને સમયે એવું બન્યું, ગઇ કાષ્ટ લેવા. કહું૦
થોડે થોડે હું વીણતી કાષ્ટો, આવ્યો પુઠેથી કરણ;
એકદમ ઘેરી લઇ બનાવી, બેભાન થઇ પડી ધરણ. કહું૦
ત્યાંથી લઇ ચાલ્યો નીજ ધામ ભણી, પડી નહીં મુને ખબર;
આવ્યું ભાન ત્યારે શોક પામી, કેદ થઇરે જબર. કહું૦
બે ત્રણ દીવસે આવ્યો પાપી, શિળ કરવા ભંગ;
ઘણું ઘણું સમજાવી કાઢયો, અડવા ન દીધો અંગ કહું૦
મુજ મુખેથી અપાર અપશબ્દો, કહ્યા મેં તેણી વાર;
ધરયું નહીં કાંઇ પણ તેને મનમાં, ડગ્યો નહીં તલભાર કહું૦
જેમ તેમ કરી પાછો કાઢયો ત્યારે, મોકલી નીજ કુલટા નાર;
આડું અવળું સમજાવા લાગી, મુને એને તેણી વાર. કહું૦
હોંશ થઈ નહીં પુરી તેથી, મોકલ્યો દુષ્ટને પાસ;
આવી મુને ધમકાવા લાગ્યો, પુરી થવાનીજ આશ. કહું૦
પડી હતી તરવાર બાજુપર, લઇ તેના સામી થઇ,
એક ઘાએ ઉડાવી દીધો, ત્યાંથી નાશી આવી અહીં, કહું૦

સુરપાળ— ભૈરવી ગઝલ.

દુઃખ તે સહ્યું બહુ, સુણી શોક પામ્યો સહુ,

કીધી બહાદુરી તેથી મુજ, દુખતોરે દૂર થયું. દુ:ખ૦
ક્ષત્રાણી શુરી ઠરી, તુજ ધર્મ હૃદયે ધરી,
દુષ્ટથી ન ડરી જરી, તેથી બહુ સંતોષ થશે. દુ:ખ૦
ટેક નેક સાચી રાખી, પ્રીત શુભ પ્રીતમ દાખી,
અનિતિને દુર નાંખી, શુર તેં બનાવ્યું બહુ. દુ:ખ૦
દુષ્ટે કીધી દુ:ખી પતિ, કેમ પામું દિલ શાંતી,
વૈર લેવા થઈ ખાંતી, ઠરી નહીં બેસું કંઇ હું. દુ:ખ૦
હાંય વાલી વિયોગ તારો, સાલતો બહુ ભારી,
સુણી બેની મુજ મુખથી, તુર તો ઉડી ગયું. દુ:ખ૦
જરા ન બેઠો ત્યાંજ હું, વેગે શોધે આવ્યોછું,
મળી મુને આંહી પ્યારી તું, તેથી સુખ પામ્યો બહુ. દુ:ખ૦
બનેવી સ્વર્ગવાસ થયા, તેથી ભટકતા રહયા,
સુખતો સઘળાં ગયાં, હાય થયાં દુ:ખી સહુ. દુ:ખ૦

---

## સ્થળ—રૂપસુંદરીનું સ્થાન.

**સુરપાળ— નારાયણ નરસિંહ નરોતમ. એ રાહ.**

બેની મારી કયાં જઇ શોધું, સુજ પાડે નહીં કાંઇ મન.
શું વાઘ કે વરૂ આવી લઇ ગયું, કે દુસ્મન હળે હરી તનેરે. બે૦
વિભુ કીધાં શાં પાપ પેલે બને, કેમ દુ:ખી તું કરે અમનેરે,
વાદળ ઉપર વાદળ આવે, એક કાઢે બીજું તૈયાર કરેરે. બે૦
કયાં જઇ મળુ પ્રીય બેનીને, ભાઇજ ટળવળને કયાં હશેરે,
વિશ્વંભરા દીન દયાળુ દેવ, હવે અમારૂં શું રે થશેરે. બે૦

## માલીની છંદની ચાલ.

પ્રીય બંધુ મારા, આવજો સીધી વાટે,
પ્રીય બંધુ મારા, પાટલીપુર ઘાટે.
બધ હું દુઃખી તેથી, સીલગુણસુરી સંગે,
અતિશય અકળાઇ, દુઃખ પામી બહુ અંગે.
તમ ભાણો બેની, છેરે હયાત,
નહી કરવી ચિંતા, આવજો સિધ્ધ ભ્રાત.

## શીખરણીની રાહ.

અરે બેની મારી દુઃખ પામી તું ખરે અતી,
કીધુ શું તેં આમ, ઇશ આવી શુ કીધી મતી.
કીધાં શાં તુજ પાપો, અમ ધર્મેથી શું? અઘટીત કીધુ:
શી નિતી અમ તોડી, જોડી કર નમીએ વિભુ.
અહો સુખના દાતા, ત્રાતા તૂ ત્રીભુવન ધણી;
પાપો માફ કરીને, હવે જા તું અમ ભણી.
અહો પ્રિયા મારી, ચાલો ત્વરાથી બેની કને;
નહી ખોટી થાતું એ વીના દુઃખ થાય બહુ મુને.
જોઊં તેને જ્યારે, ત્યારે સુખ પામુ પ્રિયા;
એ વીણુ સરવે સુનુ ભાસે છે મૂજને ત્રિયા.

## સ્થળ—પાટલી પુરમાં શિલગુણસુરીનુ સ્થાન.

## રૂપસુંદરી—જનુની જીવોરે ગોપીચંદની. એ રાહ.

બંધું મારા આંહીં કીયાં થકી, આવ્યા અચાનક આ વારજી;
ખબર દીધી કોણે આપને કહો મુજને અત્યારજી.
સુણવા રાખું હોંસ દીલમાં ટેક.

**સુરપાળ**—આવ્યા અમે આપસ્થાનમાં જોયુ મેં તેણીવારજી.

દીઠાં નહીં મેં આપને. તેથી દુઃખ થયું અપારજી,
સુણો એની વાત કહું હું જે.

**કુસુમતિ**—શોક કીધો બહુ તે મન થયા નિરાશ અપારજી;
પછી નજર મુજ ભીત પર, લખ્યા અક્ષરે શું સારજી. સુણો.

**સુરપાળ**—વાંચ્યુ પ્રીતેથી ત્યાં જઇ. જેથી પામ્યો સંતોષજી;
નહી ઘડી ત્યાં ઉભા ર'તાં આવ્યા અત્રે પુર જોશજી. સુ.

**રૂપસુંદરી**—સાજાં તાજાં છો બન્ને જણા કેમ ગ્લાની તમ મુખજી.

**કુસુ૦**—તમ પાસેથી ગયા પછી, પામ્યાં અપાર અમ દુઃખજી.

**રૂપશુંદરી**—સત્વર તે કહો મુજને, બંધુ મારા આ વારજી;
ક્યાંથી મળી તુમ પતિ આ, કેતાં લાગાડો ન વારજી. સુ.

**કુસુ૦**—આપ રજાથી- ગઇ હુંતો, કાષ્ટો લેવાને બાઇજી;
આવ્યો પુઠે દુષ્ટ દલ લઇ, કીધી મૂજ પર ચડાઇજી. સુ.
બેભાન કરી મુને લઇ ચાલ્યો, નીજ અવાસની માંહીજી.
પતિ થવા કીધું મૂજને, ના સુણી દુઃખ દીધું ત્યાંહીજી. સુ.
અપાર કષ્ટો સહી નહીં ડગી, કીધો દુષ્ટનો નાશજી;
તરત ત્યાંથી ચાલી નીકળી, આવવા સ્વામી પાસજી. સુ.
પડતાં રખડતાં બન્ને મળ્યાં, ઘોર રણ્યની માંહીજી.
નીશા અંધારીના સમે; પામ્યા દંપતી સુખ બાઇજી. સુ.

**રૂપસુંદરી**—દુઃખ સહ્યું અતિશય તમે સુણી ધ્રુજે મુજ અંગજી.
હવે કરીયે ઇશ પ્રારથના, મળી આપણુ સંગજી.

## ધનાશ્રી ગજલ.

**કુશુમમતિ**
**વનરાજ**
**સુરપાળ**
**કુસુમતિ** } **( વીનતી ધરજો ધ્યાન. એ રાહ. )**

કરીયે પ્રભુજી પરણામ, પ્રીતેથી કરીયે પ્રભુજી પ્રણામ.
સુખના કર્તા દીન દયાળુ, સૌ સ્થળે તુજ ધામ. પ્રીતેથી.
અમ દુઃખ હરીને સુખ તું કરજે, સા'ય કરે સૌ કામ પ્રીતે.
આપ કૃપાથી મળીયા પાછાં, દીનબંધુ આ ધામ. પ્રીતે.
હે જગપાળક દીન દુઃખ ટાળક, હોંશથી લઇએ નામ. પ્રીતે.

---

## સ્થળ—શિલગુણસુરી સ્થાન.

### ભુપ કલ્યાણ.

**વનરાજ**—પ્રીય માતુશ્વરી, આપો રજા કૃપા કરી;
રણમાં જવા આજ, હોંશ મે ચીતે ધરી. પ્રીતે૦
શત્રુને ત્રશાડી વાળુ મુજ પીતાનું વેર;
જગ મચાવું તેની સામા, લેવા આપણું શે'ર. પ્રીતે૦

**રૂપસુંદરી**—હજુ પુત્ર તુંછે બહુ નાનો, યુદ્ધમાં શું સમજે;
માટે આજ્ઞા આપું નહીં હું શાંતી મન ધરજે.
પ્રીયપુત્ર તમે આશું વદો; વખ્ત હજુ ઘણો, માટે વાત જવાદો.

**વનરાજ**—માતા મારી આમ વદો શું વિચાર્યા વીણ વાત;
કીડી નબળી નારી જાતી, કરે હાથીની ઘાત. પ્રિય૦
જબરો હાથી અંકુશ નાની, તેનાથી વશ રહે;
બાળુડો વિછું ડંખ મારી, ઉપજાવે દિલ ખેહ. પ્રિય૦
રજ ધુળ ઉડી ચક્ષુ માંહી, અંધ બનાવી દે;
ક્ષત્રી બચ્ચો થઇને એનાથી ડરવવાનો કે? પ્રિય૦

**સુરપાળ**— **ગજલ.**

રજા આપો એની મારી, યુધ્ધે જવાની;
યુધ્ધે જવાની કે એની રણે જવાની. રજા૦

શાને કરો વિચાર તમે, થઇએ રવાને;
ખુશી થઇ રજા આપો, અમને જવાને. રજા॰
મુજ સંગે મોકલો, તમ પૂત્રને તમે;
શત્રુ ત્રસાડી વેહેલા આવશું અમે. રજા.

ધનાશ્રી ગજલ.

રૂપસુંદરી-- ઇશ્વર સ્તુતિ.

વિનતી ધરજ્યો ધ્યાન, જન સહુ વિનતી ધરજ્યો ધ્યાન.
કરજો રક્ષા દીનાનાથ, પુત્રની તમે કરજો રક્ષા દીનાનાથ. ટેક.
યુદ્ધમાં તેને સા'ય થજો વિભુ, જોડી કહું હું હાથ. પુત્રની॰
પ્રભૂ આ શિશુ છેજ તમારો, જાય મુજભ્રાતની સાથ. પુત્રની॰
રંક દાશીપર દયા લાવો, કરૂણા કરી હે નાથ. પુત્રની॰

---

સ્થળ—વનાશ્રમ.

વનરાજ-- ગિતિ.

મામા શત્રુ આવે છે, હયગજ બળદો સુખપાલો લઇને;
લાલો લુટી લઇએ, સત્વર આપણ છાની રીતે જઇને.

સારંગ ગજલ.

લજિતસિંહ—મૂખ આશું લઇને જઇએ, રાજાની કને;
સૌ સૌને સ્થાને જઈએ.

નિતિરામ—એમ કેમ બને,
જઇએ નહીં આપણ ત્યાંતો, રાજા કોપે બહુ;
માટે ચાલો સત્વર જઇએ, અર્જ કરવા સહુ.
ચેતાવીએ જઇ રાજાને, શત્રુ કરે હાર;

**લજિતસીંહ**—જઇશું તો આપશે રાજા, ઠપકો અપાર,
**નિતિરામ**—તોયે પણ જવું જોઇએ, જાણુ કરવા કાજ,
**વિવેકજી**—નહીં તો બાપ દાદાતણી, આબરૂ જાયે આજ
સોપ્યુ વિસવાસે કાજ, મહારાજાએ આજ,
**સુરસીંહ**—ચાલો વીરો જઇએ આપણુ, જાણુ કરવા કાજ.
**ઉલટરામ**—હાહા ખરી વાત.
**હીંમતચંદ**............ચાલો.
**લજીતસીંહ**............મહારાજાની પાસે તૈયાર થાઓ સૌતમે
**નિતીરામ**.................જઇએ દોષ કરવા નાશ.

**સ્થળ—કલ્યાણ નગરમાં ભુવડની કચેરી.**

**સર્વે માણસો–[કહુ શું નશીબે દુઃખીઓ કીધા છે] એ રાહ.**
અરજ સુણો નામદાર અમારી, હવે શત્રુ સામે કરો તૈયારી. અ૦
ગયા અમે બેની મુકવાને કાજે, વનમાં લુટી કીધા અમને ભીખારી અ૦
હય ગજ સુખપાલ ધન માલ સર્વે, પટાવી લઇ માર્યો મારરે ભારી અ૦
સાંકડી નેળમાં રોકી દઇને, રસ્તો ન રાખ્યો નાસવા લગારી. અ૦
સુણતાં થઇ જાણુ સુરપાળ સંગ ભાણુ, બીજા અનેક માણસ શસ્ત્ર ધારી અ૦
દોડતા પછડતા આવ્યા ખબર કે'વા, પુઠે હતો ભયરે ભયંકારી. અ૦
કરો મા'રાજા દોષ ક્ષમા સહુ, કહીએ અત્રે અમે થઇને લાચારી. અ૦

**ભુવડ–[મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી) એ રાગ.**
શાને ધરવી હવે મન ધીર, ઉઠો સરદારો,
ઝટ જઈ હવે ત્યાં, શત્રુને સંહારો.
હજુ પાપી જીવતા, કેમ રહયાછે જગમાં,
હવે ચાલો આપણુ, જઇ દબાવીએ નભમાં.
કેમ સતાવે સીંહને શીયાળવાં થઇ આજે,

મુજ સાથે કરવા વેર, કેમ નહીં લાજે.
હજુ કાલ સવારે, માર્યો પીતા મેં એનો,
એ કેમ ભુલી તે, મગરૂબી આય શેનો.
હજુ મુજ સપાટા, જોયા નથીરે જરાયે,
શું તે મન રાખી હામ, લડવા ચાહે.
ઉઠો સરદારો સૌ કરો ન વાર લગાર,
દુષ્ટોને પકડાવા, હાથે ધરો હથીયાર.

**સ્થળ—જંગલ.**

**સુરપાળ—** **છે જન પાળક એ રાહ**

ચાલો શુરવીર સરદારો સહુ, જંગ મચાવવા કાજે.
સોલંકી આવેછે સામો, તેના સામા લડવા જામો,
રણમાં જુજી કાઢો નામો કીર્તી લેવાને કાજે; ચાલો.

**બળરામ**—હું છું બહાદુર બહુજ સુરો, નહી કોઇ વતેછુ અધુરો
ખોળી ખોળી શત્રુ મારૂ; કેટલાકોને ધરણી ઢાળું
અપાર આકાશે ઉરાડુ સુખે સુવુ નહીં સાંજે.

**સરદાર**—ચાલો જલદી થાઓ તૈયાર, દુશ્મન દુર હઠાવા આવારે.
તાકી તાકી મારો તીર; રણમાં જુજો ક્ષત્રી વીર,
દીલમાં ધારો સારી ધીર, કાઢવા આપણી દાજે ચાલો.

**૧ સિપાઇ**—મહારાજ ન કરે કાંઇ શરે એકછું હું શીપાઇ,
મુજને એનાપર બહુ વેર, બહુ સાલેછે નેણમાં ઝેર.
તેથી વરતાવીશ હું કેર હામ રાખીને આજે ચાલો.

**વનરાજ**—બતાવશે જે રણમાં શૂર, ન્યાલ કરીશ તેને ભરપુર
લડો સામા રાખીને હામ, કાઢો શત્રુઓમાં નામ.
ઝુંડ મચાવો ઠામે ઠામ, સજ્જ લેવા કાજે. ચાલો.

## સ્થળ—પાટલીપુર સિલગુણસુરી સ્થાન.

**વનરાજ— મરાઠી ચાલની સાખી.**

વિપરીત કાર્ય બન્યું માતુ મારી, મામાનો થયો સંહાર;
દુષ્ટરે દુસ્મન વૈરી થઇને, કરતાં લગાડી ન વાર.
હાય નથી હવે કોનો આધાર, ન રહયો કો' સા'યકાર;
વાડ વિના વેલો કેમ ચડે માતું ઇશ કીધો નીરાધાર.
મામા વરૂદે ફરતો' તો સુખમાં, દુખ નહી ધરતો લગાર;
હાય દીનાનાથ આમ શું કીધું, દુઃખ દીધું તે અપાર.
જાણી નહીં કેમ દિલમાં દયા તે, હાય વિશ્વંભરા નાથઃ
અપાર કષ્ટો નાંખી અમ શિરપર, દુઃખી કીધાં કૃપાનાથ.
હજી તમારૂ શું રૂણ શિશુપર, જેથી દયોછો આમ દુઃખ;
વન વન રખડયાં, ભુખ તરસ વેઠી, હજુ ન આશા સુખ.
કૃપા કરી હવે મહેર કરોને, દીનબંધુ દીનાનાથ;
આપ ચરણે હું શિશ નમાવું પ્રણમું જોડી હાથ.

**રૂપસુંદરી—(દાસી કેમ ચંદ્રભાગા આવતી નથી) એ રાહ.**

હે ભ્રાત મારાં ક્યાં ગયો, અમને મૂકી આવાર;
તુજ વીણ નથી કોઇ સાર, અમારી લેનાર. હે ભ્રાત.
તુજ ભાણેજ હજુ નાનો છે, નાનો શું કરશે એ રાજ;
સા'ય હવે તેને કોણ કરશે, રાજના કામ કાજ. હે ભ્રાત.
દુઃખ અમારી સાથ રહયો, હે વીરા ભરપુર;
સુખ વેળા જતો રહયો મુજથી દુર.— હે ભ્રાત,
સુખનો સુર્ય ઇશે ઉગાડયો, ત્યારે તુ ચાલ્યો,
દુઃખના દરીઆમાં બંધુ, તું બહુ માહ્યો. હે ભ્રાત.
તુજ જેવા ભ્રાત જગમાં, થોડારે થાશે,

હે ઇશ કરજે સ્વર્ગ વાસ, માગુ તુજ પાશે. હે ભ્રાત.

## રાગ બિલાવર.

**કુસુમમતિ**—વિભુ વધાર્યું દુઃખ તે, મુજ વાલમ લઇ;
દયા ન ધરી કેમ મન વીશે, હું તે નોધારી થઇ. વિભુ૦
દુઃખ ઉપર દુઃખ આપીયું, ઠરી ઠામ ન કાંઇ;
જરા થયો તો આરામ તે, પછી ગ્લાની છવાઇ. વિભુ૦
પિયુ મારો કેમ પડાવિઓ, શું પડયું તારે કામ;
જનમ તણીરે દુઃખી કીધી, હવે રહે ન દીલહામ. વિભુ૦
કીધાં હશે શાં પાપ મે, પેલે ભવનીરે માંહી;
આ ભવમાંરે આવી નડે, શું મુજને આંહી. વિભુ૦
લીલાં તે વન શું મે બાળીયાં? બાળ્યાં સરિતા નીર?
બાવતાં બાળ વિછોવીયાં, રણમાં લુટયાં શું ચીર. વિભુ૦
બાડ વેલા જુદા પાડીયા, પાડી પ્રિતમાં ભંગાણ:
હર્ષમાં શોક વરસાવીઓ, શું પડાવી ચીસરાણ? વિભુ૦
કેવાં અઘોર પાપ મે કીધાં, પડે નહીં કાંઇ ગમ;
તેથી આવું દુઃખ ભોગવું, હું તો થઇને અધમ. વિભુ૦

## દક્ષણી રાહની લાવણી.

પ્રીતમ કયાં ગયા મુને પરહરીરે.
દુઃખી થાઊં, ગમે ન ખાઊં, હવે કયાં જાઊં, શોક સમાઊં;
શું બેસુ હુ ઠરીરે. પ્રીતમ૦
કાળે ના ધરી, દયા દીલ જરીરે;
પકડી લઇ, નાખ્યાં ખઇ; મરૂ મુંજાઇ, કહુ શું આઇ;
આપ વિના મરીરે. પ્રીતમ૦

દુઃખ હતું તોયે, જરી નહીં ડરીરે;
જોતી મુખ, પામતી સુખ, તજતી દુઃખ, ભાગતી ભુખ;
હવે દશા શી મારીરે. પ્રીતમ૦
શું થશે હવે, પડે ન ગમ જરીરે,
એક સ્ત્રી—કરે કલ્પાંત, મળે ન કાંત, થાઓ શાંત, રાખો ન ભ્રાંત.
દુઃખ ન ધરો જરી રે. પ્રીતમ૦
વનરાજ—મામી માહારી, દુખ ન પામો જરીરે ટેક.
રહોને અહીં સુખી થઇ, કરો ન કંઇ દીલની મહીં,
જાણો પુત્ર ખરીરે. મામી૦
માતૂ સમાન હું, રાખું તમ સંભાળીરે,
જાણો પુત્ર ખરીરે.
કહો તે કાર્ય કરવા તઇયાર, શોક નીવાર, સુખ સાર્ય,
રહો આંહી વિચારીરે. મામી૦

રૂપસુંદરી— **ગીતી.**

રહો ભોજાઇ સુખે, ધર તમારૂ જાણીને બાઇ,
શોક ન ધરશો લગાર, તજો તમારી દશા જે દુઃખદાઇ.
ચિંતા ચિતમાં ન રાખો, આપ પ્રતાપે પામ્યાં સહુ સુખ,
ભલું તમારૂં થજો અમ તણાં વામ્યાં આપે દુઃખ.

**સ્થળ—પંચાસર.**

વનરાજ- **ગીતી.**

કયાં ગઇ એની શ્રીદેવી,
**શ્રીદેવી**..............આ રહી શું કહોછો મુજને.
**વન૦**—તીલક કરો આંહી આવી, લ્યો શીરપાવ જે આપું હું તમને
વીરા ચાંપા આવો. ગૃહો પ્રધાનની પદવી લઇ ભાઇ,

નામ શેહેર અણહીલપુર રાખી ફેરવો મારી દુવાઇ.'
અણહીલ આપ પ્રતાપે, પામ્યા પુર્ણ વિલાસો સુખ સારાં;
સંકટ સઘળાં તેમનાં, કાપો વિભુ જે હોયેં નઠારાં.

**શ્રીદેવી—** **રાગ માઢ.**

કરે નચિંતા કાંઇરે, શુભ થશે સહુ કીધું. ટેક.
દીલગીર નહીં થાઓ ભાઇરે, શુભ થશે સહુ કીધું.

**કુસુમમતિ**—રહો સદા સુખમાં, ધરે ન દિલે દુખ,
બનવાનું તે બને વા'લા, કર્મે લખ્યું દુઃખ સુખરે, શુભ.

**ચંપકલાલ**—પેલા ભવના સબંધથી, મળીઆંરે અમે,
તે માટે ઉપકાર શાનો, માનો છો તમે અરે. શુભ.

**અણહીલ**—દુષ્ટે દુષ્ટ બુદ્ધીથી, કીધીરે હેરાન;
ઇશ આખર સા'ય કરી, છોડવ્યા તમ રાનરે. શુભ.

**વનરાજ**—કીધાં હશે પાપ પેલે, ભવ તે નડીઆં અહીં;
માટે કર્મ આપણાનો, પર દોષ દેવો નહીં અરે. શુભ.

**શ્રીદેવી**—થવાનુ તે થઇ ગયું, હવે ન કરવો શોક;
હવે સર્વ વિદારીને, રાખવા ખુશી લોકરે. શુભ.

**સર્વે**—આયુષ્ય અખુટ ભોગવો, કરો સત્યથી રાજ;
પાળી પ્રજા પુત્ર તુલ્ય, નેકી થઇ મહારાજરે. શુભ.
ન્યાય અદલ આપવો, રંકને વળી સાચ;
એવો ધર્મ જે રાજનો તે, પાળો સુખેથી કાયરે. શુભ.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

સરવે પુસ્તકો વેચનારાઓને તથા ખરીદ કરનારાઓને અમો નીચે સહી કરનાર ખબર આપીએ છીએ કે અમારી પાસે તમામ જાતનાં પુસ્તકો એટલે સંસ્કૃત, વારતાઓ કાય-દાઓ; તથા તમામ જાતનાં નાટકો વીગેરે હરેક પુસ્તકો વેચાથી મળશે જેઓએ તેમણે મંગાવી લેવાં.

મુ. ડાકોર } પુસ્તકો વેચનાર<br>બુકસેલર-તરભોવન રણછોડ.